ॐ

# [?]षिविद्या रत्नमाला

प्रथम रत्न.

[?]. सं. १९६७ ई. स. १९१०

દયાનંદાબ્ધ: ૨૮

# महर्षि दयानन्द जीवनतत्त्व.

प्रथम खण्ड.

પ્રકાશક

મંચ્છારામ જયશંકર દ્વિવેદી.

પ્રથમાવૃત્તિ ૧૦૦૦. મૂલ્ય ૧ આનો.

ધર્મ વિજય પ્રેસના માલેક હુરજીવન ભગવાને છાપ્યું
ઠે૦ નંબર ૫૭૨, પાયધુની ગોડીજીની ચાલ મુંબઈ.

# પ્રકાશકોદ્દેશ.

આવા ન્હાનકડા પુસ્તકને પ્રસ્તાવના હોય નહીં કિંતુ કંઇક ઉદ્દેશ તો હોય. જેમ કેટલાકો પોતાના વડીલો, ગુરૂઓ, આચાર્યો, શિષ્ટ-પુરૂષો, પૂજનીયો, માનનીયો આદિના શ્રાધ્ધો કરી, જયંતીઓ ઉજવી, જન્મચરિત્રો પ્રકટ કરી, પુતળાઓ બેસાડી, શિલાલેખો કોતરાવી, ઔષધાલયો બંધાવી, વાવ-કુવા ખોદાવી, સદાવર્ત ચલાવી પોતાપ્રતિ થયેલા ઉપકારોનો યત્કિંચિત બદલો વાળી પોતે ઋણમુક્ત થઇ કૃતકૃત્ય માની સંતોષ ધરે છે, તેમાંનોજ આ એક પ્રકાર છે.

વિ. સ. ૧૯૩૦ માં જ્યારે સ્વામીજીએ પ્રથમ આ નગરમાં પધારી વાલકેશ્વરની એક ગોશાળામાં પડાવ નાંખી ઠામ ઠામ હસ્તપત્રકો ચોડી ખળભળાટ મચાવી દીધો હતો ત્યારે આ લેખક સમજ્યો કે બીજા સંન્યાસીઓ સમાન ધૂર્ત, ઢોંગી પાખંડી, દંભી કોઇ એકાદો આવ્યો હશે માટે બે ત્રણ મિત્રો સહિત જઇ એને પરાજય પમાડવો. એવા ઉદ્દેશથી એક સંધ્યા સમયે સ્વામીની ભેટ લીધી. પણ **प्रत्ययस्य परचित्तज्ञानम्।** પ્રમાણે સ્વામીએ 'આઇએ, બેઠીયે, શાંત હુઇએ' કહી એક પછી એક અમારા ચિત્તની શંકાઓ પોતાના મનથી ઉપસ્થિત કરી, સમાધાન કરી અમને એવા તો મહાત કરી દીધા કે અમને ચડેલો ઉન્માદ, પ્રમાદ અને અહંકાર ઉતારી નાંખ્યો! અમે જ્યારે સ્વામીના સન્મુખ જઇ ઉભા ત્યારે પ્રણામ, નમસ્કાર કે એવી બીજી સત્કાર કરવાની વિધિ ન કરતા થકા તાડસમાન ટાટ ઉભા રહ્યા હતા પણ અમારા ચિત્તની શંકાઓનું યથાર્થ સમાધાન થતાં અમે અનન્ય ભાવે નમીને ઉઠી ચાલતા થયા. એ અને એવા બીજા ઘણા કારણો અને જે ઉપકારો પ્રસંગોપાત જણાવાશે, તે સર્વમાંથી ઋણમુક્ત થવા આ જીવનતત્વ ૨ નાં પ્રથમ અંકનો પ્રકાશ છે. [illegible]

ओ३म्

# महर्षि दयानन्द सरस्वती



ध्यानावस्थितः

# મહર્ષિ દયાનંદ.

આ જેનું જીવન તત્ત્વ લખાય છે, તેને વિષે ઘણા વિદ્વજ્જનોએ ઘણી શોધખોળ કરી નિશ્ચય કર્યો છે કે આ મહર્ષિનો **જન્મ** કાઠિયાવાડમાં મોરબી સંસ્થાનના એક ગામડામાં વિક્રમ સંવત ૧૮૮૧ માં થયો હતો. સંન્યાસધર્મને અનુસરી સ્વામી, ઘણી પ્રચ્છા થતાં પણ ગામનું નામ અને પિતા માતાનાં નામો જણાવતા નહીં. પરંતુ પોતે ઔદિચ્ય બ્રાહ્મણ, પિતા રાજ્યના સન્માનનીય, શિવભક્ત સામવેદીય તથા પોતાનું નામ **મૂળશંકર** એટલું કહેતા. કેટલાક લેખકોએ એમના પિતાનું નામ **અંબાશંકર** જણાવ્યું છે પણ તે ખાત્રીપૂર્વક નથી. મૂળશંકરને બે ન્હાના ભાઇઓ અને બે ન્હાની બહેનો હતી. એમણે પાંચ વર્ષની આયુ પશ્ચાત્ બાળબોધનો આરંભ કરેલો અને ઘણાક મંત્રો, સ્તોત્રો અને શ્લોકો કંઠસ્થ કરેલા. એમને **अष्टमेवर्षे ब्राह्मणमुपनयेत्** એ વચનાનુસાર આઠમે વર્ષે ઉપનયન સંસ્કાર થયલો તેની સાથે સાથે વેદારંભ સંસ્કાર કરી દેવાનો જે પ્રથા બ્રાહ્મણોમાં ચાલે છે તે પ્રમાણે મૂળશંકરને પણ કરાયલો. અંતર એટલોજ કે બીજાઓ જ્યારે સંસ્કાર પામીને તે પ્રમાણે આચરણ કરતા નથી તેમ તેમના વડિલો પોતાના સંતાનો પાસે કરાવતા નથી ત્યારે મૂળશંકરના પિતાએ યજુર્વેદીય રૂદ્રી અને સંધ્યોપાસનાનો આરંભ કરાવી દીધો હતો. પ્રદોશ, શિવરાત્રી આદિ વ્રતો, એમની માતા બાળક સમજી આડે આવતી તોપણ પિતાના આગ્રહથી પાળવાં પડતાં. પાષાણના શિવલિંગની પૂજા નિત્ય કરવા ઉપરાંત પ્રસંગવશાત્ મૃત્તિકાના સહસ્ર શિવલિંગો બનાવી તેની પૂજા શ્રદ્ધાપૂર્વક યથા વિધિ કરતા. ચૌદ વર્ષની આયુ પ્રાપ્ત થતાં સમગ્ર યજુર્વેદ જિવ્હાગ્રે થઇ ગયો અને શબ્દ રૂપાવળી, નિઘંટુ, નિરૂક્ત, પૂર્વમિમાંસા આદિમાં પણ સારી નિપુણતા પ્રાપ્ત કરી.

## ધર્મશંકા.

બ્રાહ્મમુહૂર્તે કવચિત પિતાની પૂર્વે અને કવચિત પશ્ચાત્ ઉઠતા. સૂર્યોદય થતાં સંધ્યોપાસન, સ્વાધ્યાય, શિવલિંગપૂજા આદિથી પરવારી અન્ય શાસ્ત્રનુ અધ્યયન કરવા સાથે વ્રતનિયમના ઉપવાસો પણ કરતા. માતા પિતા વચ્ચે વ્રત (ઉપવાસ) માટે ઘણી વાર વાદવિવાદ અને વિગ્રહ ઉપસ્થિત થતો પણ છેવટ જય તો પિતાનોજ. માતાનું કશુ ચાલતું નહીં. જનસ્વભાવ પ્રમાણે મૂળશંકરના મનનું વળણ માતાના પક્ષે વધારે રહેતું પણ પિતાના આગ્રહ અને તામસી સ્વભાવથી નાચાર. એવામાં માઘવદ ૧૪ ની મહાશિવરાત્રીનો ઉપવાસ આવ્યો. પ્રાતઃકાળથીજ ચંદન, અક્ષત્, પુષ્પ, બિલ્વ આદિ સામગ્રીની તૈયારી કરવા માંડી. દિવસે નિરાહાર રહેવાનું અને રાત્રે જાગરણ કરવાનું હતું. ગામ બહારના શિવાલયમાં પિતાજીની સાથેજ જવું થયું. શિવલિંગની ષોડશોપચાર પૂજા થઇ રહ્યા પછી ત્યાં આવેલા અન્ય ભક્તો ભેળા મૂળશંકરના પિતાજી પણ નિદ્રાવશ થઇ ગયા. પણ આજ્ઞાધારક અને પ્રતિજ્ઞાપાળક મૂળશંકર જાગૃત બેઠો હતો. આંખો મિચાતી તો પાણી છાંટી છાંટી જાગૃત થતો અને શિવજીના લિંગપ્રતિ ટગર ટગર જોયા કરતો. એવામાં એક ઉંદર એક ખૂણામાંથી દોડતો નિકળી આવી, શિવલિંગ પર નિર્ભાસ્ત ચડી, બિલ્વિપત્ર અને પુષ્પ વિખેરી નાંખી, અક્ષત્ ખાતાં ખાતાં જાતિ સ્વભાવ પ્રમાણે મળમૂત્ર કરવા લાગ્યો ! આ વિચિત્ર પ્રકાર જોઇ મૂળશંકરના મનમાં શંકા ઉઠી કે જે શિવજી વિષે શિવપુરાણાદિમાં વર્ણન કરાયું છે, તે આ કેમ હોઇ શકે ! જે એક આવા ન્હાનકડા પશુથી પોતાનું રક્ષણ ન કરી શકે તે પોતાના ભક્તોનું કેવી રીતે તારણ કરી શકે ! આ શંકાથી બાળક મૂળશંકરનું મન ભ્રમિત બન્યું અને ચિત્તમાં એવું કંઇ ચેટક લાગ્યું કે જરાય ચેન પડે નહીં. હવે

અનેક સંકલ્પવિકલ્પના વમળમાં પડી કંઇ પણ નિશ્ચય ન થવાથી પોતાના પિતાશ્રી જેઓ ગાઢનિદ્રા લેતા પડયા હતા, તેમને જાગૃત કર્યા અને નમ્રતાપૂર્વક અનેક પ્રશ્નો સાથે શંકા નિવેદન કરી સમાધાન થવા ઇચ્છા દર્શાવી. આ સમયે મૂળશંકરનુ હૃદય ધડકતુ હતું. કેમકે એક તો તે પોતાના પિતાના તામસી સ્વભાવથી પરિચિત હતો, બીજુ તેમની બરનિદ્રાનો ભંગ કર્યો હતો અને ત્રીજું તેમના માનનીય અને પૂજનીય શિવજી માટે શંકા હતી. થયું પણ તેમજ. તેઓ જાગૃત થતાંજ ક્રોધિત બન્યા, શંકા સાંભળી ચકિત થયા અને ધર્મમાં શંકા કરવા માટે સખ્ત ઠપકો આપ્યો, લપડાક કે તમાચો ન પડયો એ મૂળશંકરનુ ભાગ્ય ! પિતા આંખો ચોળતાં ચોળતાં કંઇક આડુંઅવળું સમાધાન કરી પાછા પોઢી ગયા, પણ મૂળશંકર જેવા ધર્મજિજ્ઞાસુના મનમાં થયલી વ્યથા નહીં મટવાથી અને ભૂખના દુઃખથી પિડિત થઇ, કંટાળી, સર્વને ઉંઘતા મૂકી, ઘર તરફ ચાલતી પકડી. ઘેર પ્હોંચી વિલે મુખે માતાજીના મુખ સામુ નિહાળ્યું, ચતુર માડીએ ચેતી જઇ કંઇક ફરાળ આરોગાવી મૂળશંકરને પોઢાડી દીધો. પ્રાતઃકાળે પિતાજી ઘેર આવ્યા. રાત્રીના વૃતાંતથી રાતાપિળા તો થઇજ રહ્યા હતા, તેમાં ઉપવાસ ભંગની વાત સાંભળી એટલે પગની જ્વાળા મસ્તકે પ્હોંચી. પતિપત્ની વચ્ચે આમણુ સામણુ વાગ્યુદ્ધ જામ્યું !



## આત્મનિરીક્ષણ.

વિ. સં. ૧૮૯૯ માં ૧૪ વર્ષની ન્હાની બ્હેનનું મૃત્યુ અચાનક ૪ કલાકમાંજ અચોકથી થયું ! તે મૂળશંકરને વધારે વહાલી હતી. એ દિવસે પિતાશ્રીની સાથે તેમના એક મિત્રને ઘેર ઉત્સવમાં તે ગયો હતો.

ત્યાં ઘરના એક માણુસે જઇ ખબર પ્હોચાડી, તેવાજ પિતા-પુત્ર ઘેર આવી જુએ છે તો પાણી ભરાઇ ગયા હતાં. આંખો ઉંડી ઉતરી ગઇ હતી. હાથ પગ ઠંડા હતા. પ્રખર આદિત્યના પરિતાપથી જેમ ગુલાબની ગુલાબી ઉડી જઈ શીકકું પડે છે તેમ આ કિશોરાવસ્થાને પ્રાપ્ત થતી સુકોમળ બાળાનું મુખકમળ કરમાઇ ગયુ હતુ અને જાણે પિતા-માતાના દર્શનની ઉગ્ર અપેક્ષિત્ હોયની તેમ તેમને જોતાજ આંખો મીચી તે મીચી! પુનઃ ઉઘાડીજ નહીં.!! આ કેરથી જ્યારે સમસ્ત કુટુંબ શોક સાગરમા ડુબકા ખાતું થકુ રડારોળ અને હાયપીટમા પડયુ હતુ ત્યારે મૂળશંકર એક ખૂણામા બેઠો બેઠો સ્વબુદ્ધીને જાગૃત્ કરી, હૃદય ચતુષ્ટયની સભામાં **આત્મનિરીક્ષણ** કરતો થકો સસાર શુ ? જન્મ શા માટે ? મૃત્યુ કેવુ ? તે કેમ ટળે ? વગેરેના વિચારો અને પ્રશ્નો ઉપસ્થિત કરી વધારે અને વધારે શંકાશીલ બનતો જતો. જો કે એ સમયે જ્ઞાતિબધુઓ, સગાંસબંધિયો પાડપડોશિયો, ઓળખીતા પાળખી-તાઓ એકત્રિત થયા હતા, આખા ગામમાં હાહાકાર વર્તિ રહ્યો હતો, અનેક પ્રકારના શોકોદ્દગારો અનેક તરફથી બહાર પડતા હતા, અન્યોન્ય શાંતવન કરતા થકા શું થયું ? કેમ થયું ? કેટલા દિવસનો મંદવાડ ? વગેરે પ્રશ્નો પર પ્રશ્નો પૂછાતા અને ઉત્તરો અપાતા, આટલી બધી ગડબડ છતાં **મૂળિયો-મૂળશંકર** શબવત્ સ્થિર બેસીજ રહ્યો હતો જે સાંભળતું તેની આંખોમાંથી દડદડ આંસુઓ પડતાં પણ મૂળશંકરની આંખો સાવ કોરીમોરી હતી. આ જોઇ સર્વેએ તેને પાષાણહૃદયનો ઠરાવ્યો !

## ઉપરતિ.

ઉપલા બનાવને બે ત્રણ વર્ષ વ્યતીત થયાં ન થયાં હશે એટલે વિ. સ. ૧૮૯૯ માં કે જ્યારે મૂળશંકર ૧૯ વર્ષની ભરતીએ પ્હોંચ્યો હતો ત્યારે તેના પ્રિય કાકા જેને તે પ્રાણથી પણ પ્રિય હતો અને જેને

મૂળશંકર પણ પિતાતુલ્ય માન આપતો. તેને પણ એકાએક પોતાની પ્રિય બ્હેનની માફક તેજ ઘાતક રોગના ભોગ થઇ પડેલા જોઇ ઘણો ચિંતાતુર બન્યો. ઘરમા સર્વ જન ઘભરાટમા હતા. વૈદરાજો નાડી પકડી ચિકિત્સા કરી રહ્યા હતા. રોગીની આંખોમાંથી એક સરખો પાણીનો પ્રવાહ ચાલી રહ્યો હતો. એક તરફ ઉલટી અને બીજી તરફ ઝાડો શરૂ હતા. સર્વે સ્નેહી સબંધીયો ચારે બાજુ વિટલાઇ વળ્યાં હતા. કોઇ શોકપ્રોત કરતુ, તો કોઇ પંખો નાખતુ, તો કોઇ પ્રસ્વેદ લુછતુ; એમ સર્વ કોઇ જ્યારે જુદા જુદા કાર્યમાં મચ્યાં હતા, ત્યારે મૂળશંકર કાકાના મસ્તક આગળ બેસી ગદગદિત બની વિચાર કરતો હતો કે બ્હેન ગઇ અને તેની પાછળ કાકા પણ ચાલ્યા ! સંસારમા કશો સાર નથી, શરીર ક્ષણભંગુર છે, જીવિતનો ભરોસો નથી, માટે જન્મ મરણના ચક્રને ચૂકવવુ એજ ખરૂ કર્તવ્ય છે. પરમ પુરૂષાર્થ છે.

## નિશ્ચય સાથે પ્રતિજ્ઞા.

મૂળશંકરને આવા બે અકાળ મૃત્યુ જોઇ સંસાર અને શરીરપરથી મોહ ઉડી જઇ, ઉપરતિ પ્રાપ્ત થઇ. તેણે નિશ્ચય સાથે પ્રતિજ્ઞા કરી કે દેહને અમર કરવાવાળી ઔષધીનો શોધ કરવો, આથી તે વિદ્વાનો, પંડિતો, સાધુઓ, સંતો જે કોઇ દેખાતું—મળતુ તેને પ્રથમ એજ પ્રશ્ન પૂછતો કે અમર થવાની ઔષધી શી ? તે ક્યાં મળે છે ? તેની ઓળખ શી ! ઉત્તર મળતો કે યોગાભ્યાસ.

## શૃંખલાબંધન.

જેમ જેમ દિવસો પછી દિવસો જવા લાગ્યા તેમ તેમ મૂળશંકરની માનસિક અને શારીરિક સ્થિતિમાં અંતર પડવા લાગ્યો. ઉદાસીનતાએ

તેના હૃદયને છાંયી નાખ્યું. તેની અસર શરીર પર થઈ તે સુકાતું જતું. આ જોઈ તેની મા ઘણી ચિંતાગ્રસ્ત રહેતી. એક દિવસે માના પુછ-વાથી તેણે જણાવ્યું કે આપણા ગામમાં કોઈ પણ પંડિત નથી કે જે હવે આગળ વધારે અભ્યાસ કરાવે માટે પિતાજીને સમજાવી કાશી મોક-લવા ગોઠવણ થાય તેમ કરો. માને ગળે એ ગોળી ઉતરી નહી. પણ ત્રણ કોશ છેટેના ગામમાં એક સારા પ્રખ્યાત પંડિતને ત્યાં ગોઠવણ કરી ભણવા મુક્યો. એ પંડિતને ત્યાં ગામ પરગામના બ્રાહ્મણના છોકરાઓ કર્મકાંડ શીખવા આવી રહેતા. તેમનું ભોજનાચ્છાદન પણ ત્યાંજ થતું, સહાધ્યાયીઓ સાથેની વાતચિતમાં એક દિવસે મૂળશંકરથી પોતાના હૃદયની વાત કહેવાઈ ગઈ કે તે સંસારમાં પડી પોતાનું જીવિત વૃથા કરવા ઈચ્છતો નથી. આ વાત ગુરૂને કાને પહોંચી, તેણે મૂળશંકરના પિતાને ચેતાવ્યા. પિતાએ મૂળશંકરને વિવાહરૂપી શૃંખલાબંધનમાં જકડી નાખવાની ખટપટ ચલાવી. એક કન્યાના માતાપિતા સાથે નક્કી કરી,મુહૂર્ત લઈ મૂળશં-કરને તેના ગુરૂને ત્યાંથી તેડાવી લીધો. ઘરમાં ચાલી રહેલી ધામધુમ જોઈ અને વાતો સાંભળી સમજી ગયો કે જેનાથી હું દૂર નાસવા માગુ છું તે તો સમીપ આવી અડે છે, આ સર્વ સામગ્રી મને ફાંસામાં ફસાવવાની તૈયાર થાય છે. આ સમયે મૂળશંકરની આયુ ૨૧ વર્ષની હતી.



## જન્મભૂમિત્યાગ.

**आत्मार्थे पृथिवीं त्यजेत्** એ સિદ્ધાંતને અનુસરી સાંસારિક ઉપા-ધિથી બચવા, નિશ્ચિત્ વિચારને અમલમાં મૂકવા અને કરેલી પ્રતિજ્ઞાનું પાલન કરવા વિ. સં. ૧૯૦૧ ના જ્યેષ્ઠના શુકલપક્ષની એક રાત્રે જ્યારે ઘરમાં અને ગામમાં સર્વજનસમુદાય નિશ્ચિંત નિદ્રામાં ઘોરતો હતો,

જ્યારે પશુ અને પક્ષિયો શાંત હતા, જ્યારે વાતાવરણ સ્તબ્ધ હતુ, ત્યારે જેમ ગીતા કહે છે કે **या निशा सर्व सर्वभूतानां तस्यां जागर्ति संयमी।** તેમ જ્યારે ભૂત પ્રાણી માત્રને નિશા હતી ત્યારે આપણા મૂળશંકરને જાગર્તિ હતી. જો કે તે સંયમી ન હતો કિંતુ સંયમી થવાના લક્ષણો બીજરૂપે તેનામાં હતા. કહેવત છે કે પુત્રના લક્ષણ પારણામાંથીજ પરખાય ' મધ્ય રાત્રને સમયે મૂળશંકર ઘરમાંથી બહાર પડ્યો અને જન્મભૂમિને છેવટના નમસ્કાર કરી ચાલ્યા. ઘર છોડ્યુ મૂકી વાળી પકડાઇ જવાના ડરથી, જે ચાલવા માંડ્યુ તે ૧૫ કોસપરના ગામે પ્રાતઃકાળ થતા પહોંચી પાદરપરના હનુમાનના મંદિરમાં પડાવ નાખ્યો.



## ઘર ને ગામમાં ગભરાટ.

પ્રાતઃકાળ થયો હજી મળિયો કેમ ઉઠ્યો નથી? કેમ દેખાતો નથી? ક્યા ગયો? આવા પ્રશ્નો ઘરના સર્વ જનો પરસ્પર પૂછતા ને જેના જેમ મનમાં આવતુ તેમ તે ઉત્તર આપતુ ધીરે ધીરે આખા ગામમાં મૂળશંકરના અલોપ થવાની વાત પ્રસરી ગઇ. ઘરમા ગભરાટ મચી રહ્યો. સર્વ કોઇ અનેક તર્કવિતર્ક કરવા લાગ્યા. શોધખોળ શરૂ થઇ. સિપાઇ ને સ્વારો ચારે દિશા દોડાવ્યા પણ તેઓ સર્વ નિષ્ફળ ને નિરાશ થઇ સંધ્યાકાળે પાછા ફર્યા. સૌ કોઇ નિરાશ પામ્યા અને લગ્ન, લગ્નને ઠેકાણે રહ્યું.



## શુદ્ધચેતન બ્રહ્મચારી.

પ્રાતઃકાળનું અત્યાવશ્યક કાર્ય ઝટપટ આટોપી લઇ, થોડેક છેટેની ઝાડીમાં ઘુસી એક ઘટાદાર વૃક્ષની ટોચ પર ચડી એવો સંતાઇ બેઠો કે સવારો

તે ઝાડ નીચે આવી ગયા પણ તે તેમને દેખાયો નહી. મૂળશંકરે તેમને પાછા વળેલા અને ઘણું છેટે નીકળી ગયલા જોઇ વૃક્ષપરથી ઉતરી, તેમનાથી ઉલટીજ દિશાએ નિર્ભ્રાન્ત ચાલવા માંડયું. બીજે દિવસે માર્ગમાં સાધુ-ઓની સંગત થઇ, જેમણે મૂળશંકરને અસ્ટપસ્ટં સમજાવી કેટલાક રોકડા રૂપિયા અને આંગળીપરની સોનાની અંગુઠી પડાવી લીધાં ! આ પ્રમાણે માયાથી વિરહિત થઇ બીજે દિવસે મોરવી સંસ્થાનના સાયળા ગામમાં પ્હોંચી, ત્યાંના પ્રસિદ્ધ લાલાભગતના મઠમા ધામો નાખ્યો. લાલાભગતે મૂળશંકરની ઉત્કટ જિજ્ઞાસા જોઇ **શુદ્ધચેતન બ્રહ્મચારી** નામ આપી, ધોળાં વસ્ત્રો ઉતરાવી, ગેરૂઆ પહેરાવી, તુંબડી પકડાવી દીક્ષા આપી, અહીંથી ઉપડી અમદાવાદની પાસે કોઇ ગામે ત્રણ માસ નિવાસ કર્યો. ત્યાં વટેમાર્ગુ-સાધુઓથી સાંભળ્યું કે સિદ્ધપુરમા કાર્તિકી મેળો ઘણા ઠાઠથી ભરાય છે અને ઘણા યોગીઓ, સંતો, સાધુઓ આદિ એકઠા થાય છે. ત્યાં પ્હોંચી બ્રહ્મચારીજીએ એક એકાંત મંદિર કે જે ગામને પાદરે નદીને કિનારે આવેલું છે તેમા ઉતારો કર્યો.



## અચિંત્ય વિટંબના.

યાત્રાનો પ્રસંગ હોવાથી એ એકાંત મંદિરમાં પણ ઘણા સાધુ વેરા-ગીઓએ આવી અડંગા નાંખ્યા તેમાં એક વેરાગી એવો હતો કે તેણે શુદ્ધચેતન બ્રહ્મચારીને ઓળખી કહાડયો. તેણે કેટલીક વાતો થયા પછી આવડી ન્હાની વયમાં સુખ સંપત્તિવાન્ કુટુંબને છેહ દઇ આવો વેષ ધારણ કરવા માટે ઠપકો આપ્યો, આશ્વાસન કર્યું તથા તેના પિતાપર એક પત્ર લખી ખબર કરી. આથી તેઓ રતોવે (રાત્ર દિવસ) ચાલી, આવી પ્હોંચ્યા અને ભગવો વેષ ધરેલા મૂળશંકરની મૂઠી પકડી, ભગવાં

ફાડી, તુંમડું ફોડી ફેંકી દીધું અને એક લપડાક લગાવી. બાપનો આવો ક્રોધાવેશ જોઇ બ્રહ્મચારીની બોબડી એવી તો બંધ થઇ કે એક બ્દ સરખો પણ ઉચ્ચારાયો નહીં. મૂળ ગૌરવર્ણ અને તેપર પડેલી સજ્જડ લપડાક, તેથી જોનારને એમજ જણાય કે હવણા લોહીની તસ ફુટશે! આ પ્રકાર જોઇ કેટલાક વેરાગીઓને દયા આવી, તેઓ વચ્ચે પડયા અને બાપ બેટાને છુટા કર્યા. થોડિક વારે સઘળું શાંત થયું પણ પિતાનો ક્રોધ શાંત થયો નહીં. તેણે સિપાઇઓને ચારે તરફ સક્ત ચોકી કરવા આજ્ઞા કરી અને દડમજલ ચાલવાના થાકથી વિશ્રાંતિ લેતા પડયા. ભાડાના ટટું કેટલુક જોર મારે? પાછલી રાત્રે જ્યારે સિપાઇઓ કુસુંબાની લ્હેરમાં ઝોકા ખાતા હતા ત્યારે ચેતન બ્રહ્મચારી જે નિશ્ચેષ્ટપણે થયલા પ્રકારનું ચિન્તવન કરતો થકો જાગતો પડી રહી સર્વ ચેષ્ટા જોતો હતો તે ધીરજ ધરી ઉઠયો, ઓઢેલુ ધોતિયું મ્હોડે માથે લપેટી મળોત્સર્ગને મિષે હાથમાં લોટો પકડી ચાલતો થયો. સિપાઇઓ કોઇ સાધુ કે વેરાગી જતો હશે એમ સમજી ચૂપચૂપ રહ્યા અને કશી ચોકસી કરી નહીં. પણ ચેતને તો મુઠી વાળી જે ચાલવા માંડયું તે બે ત્રણ કોસ વટાવી દીધા અને પ્રભાત થતાં તો એક જીર્ણ દેવાલયના શીખરપર ઝુઝુમી રહેલી ઝાડની ઘટામાં છુપાઇ બેઠો.

સિદ્ધપુરના દેવાલયમાં પણ એક પછી એક ઉઠી બેઠા થયા. સિપાઇઓ પોતાને સોંપાયલા મુદ્દામાલની તપાસ કરવા લાગ્યા તો શિકાર છટકી ગયલો જણાયો! તેઓ ધોળી પૂણી જેવા બની ગયા અને શેઠને શાંતવન કરી સત્વર મૂળશંકરની શોધમાં નિકળી પડયા. ફરતા ફરતા તેમાંના બે ત્રણ જે ઝાડની ઘટામાં શિકાર છૂપાઇ ભરાઇ બેઠો હતો તે ઝાડની નિચે આવી લાગ્યા પણ ત્યાં મનુષ્યનો પગરવ ન જોવાથી થોડોક સમય વિશ્રામ લઇ જેવા આવ્યા તેવા ખાલી હાથે અને વિલે મ્હોડે

નિરાશ પામી મધ્યાન્હ ગાળી પાછા વળ્યા. ચેતન બ્રહ્મચારીના ચિત્તમાં આટલો વખત શી ઉથલપાથલ થતી હશે તે, તે જાણે કે એક સર્વ-વ્યાપક પરમચૈતન્ય જાણે અથવા જેઓ એવી સંઘટનામાં ઘેરાયા હોય તે. ભૂખ્યા તરસ્યા બ્રહ્મચારીએ આખો દિવસ અહીંજ ગુજાર્યો. સૂર્યાસ્ત થતાં પહેલાં નીચે ઉતરી, બે કોસ ચાલી, એક ગામે પહોંચી, રાત્ર ત્યાં વ્યતીત કરી. ત્યાંથી અમદાવાદ થઇ વડોદરે આવ્યા. અહીં ચેતનમઠમા ઉતરી, ત્યા રહેતા બ્રહ્માનંદ આદિ સન્યાનીઓ સાથે વેદાંત વિષયમાં ઘણી ચર્ચા ચાલતી તેની અસર શુદ્ધ ચેતન બ્રહ્મચારીના હૃદયપર એવી થઇ કે તેઓ પોતે પોતાને—

## અહં બ્રહ્માસ્મિ

માનવા લાગ્યા. અહીંથી ઉપડી નર્મદાના તટપર જઇ પડાવ નાંખ્યો, ત્યાં સચ્ચિદાનંદ પરમહંસ નામે મહાત્માની મુલાકાત થઇ. તેમની સાથે શાસ્ત્રવિષયક વાર્તાલાપ કર્યો. ત્યાંથી ઉપડી ચાંદોદ કલ્યાણી પ્હોચી દીક્ષિત અને ચિદાશ્રમ આદિ સ્વામી–સંન્યાસિયો સાથે અનેક વિષયોમાં સંવાદ કર્યો. પરમહંસ પરમાનંદ સ્વામી નામે મહાત્મા પાસે રહી વેદાંતસાર, આર્યહરિમીડે, વેદાંતપરિભાષા આદિ સંસ્કૃત ગ્રંથોનો અભ્યાસ કર્યો. બ્રહ્મચર્યાશ્રમી હોવાથી શુદ્ધચેતનને પ્રતિદિન સ્વયંપાક કરવો પડતો, જેથી તેમના અભ્યાસમાં ખલલ પડતી અને રસોઇ કરવાની ખટ-પટથી કંટાળી ગયા હતા. આ સર્વ દુઃખનું નિવારણ થવા અને અભ્યાસ સતત ચાલુ રહેવાના કારણો દર્શાવી તેણે મહાત્મા પાસેથી સંન્યાસની દીક્ષા લેવા જિજ્ઞાસા કરી પણ તેમણે સંન્યસ્ત લેવા યોગ્ય વય અને અભ્યાસ ન જોઇ તેમ કરવા ના પાડી. પરંતુ બ્રહ્મચારીજીને તો સંન્યાસનુંજ ચેટક લાગી રહ્યું હતું તેથી નર્મદા તટપર દોઢ વર્ષ સુધી ભ્રમણ કરતા થકા

 ૩૦૯૯

ચાણોદ કરનાળી ગામની પાસેના જંગલમાંના એક શ્રૃંગેરી મઠના દંડી સ્વામી પૂર્ણાનંદ સરસ્વતી જેઓ દ્વારિકા જતા હતા પણ થોડાક દિવસ વિશ્રાંતિ લેવા અહીં રહ્યા હતા, તેમનો પરિચય થતાં બ્રહ્મચારીને વેઠવું પડતુ સંકટ જાણી તથા તેની ઉત્કટ જિજ્ઞાસા જોઇ, તેમણે સંન્યસ્તની દીક્ષા આપી—

## દયાનંદ સરસ્વતી

નામ રાખ્યુ. હવેથી આપણે પણ "દયાનંદ સરસ્વતી સ્વામી" એ નામથી ઓળખીશું, લખીશુ. પછી ચાણોદની પાસેના વ્યાસાશ્રમમાં રહેતા યોગાનંદ સ્વામી પાસ યોગવિદ્યા શિખ્યા. ત્યાંથી છિન્નોડ જઇ ત્યાં રહેતા કૃષ્ણશાસ્ત્રી પાસેથી વ્યાકરણ શિખી લઇ, પુનઃ ચાંદોદ કલ્યાણીમાં આવી જવાલાનંદપુરી અને શિવાનંદગિરી સાથે રહેતા થકા યોગની કેટલીક પ્રક્રિયાનો અનુભવ કર્યો. થોડાક દિવસ પછી બેઉ સંન્યાસીઓએ અમદાવાદ જઇ દુધેશ્વરમાં ડેરો ઠોક્યો. એક માસ પછી સ્વામી દયાનંદ તેમની પાછળ જઇ, તેમને ગાઢી શેષ રહેલા યોગની સર્વ ક્રિયા પ્રક્રિયા તેમની પાસેથી જાણી લીધી. અહીંથી ઉપડી દયાનંદ સ્વામી આબુ પર્વતપર પ્હોંચી ત્યાં રહેતા રાજયોગીઓ સાથે સત્સંગ કરી યોગના કેટલાક ગુપ્ત ભેદો સમજી લીધા આમ જ્યાંથી ત્યા અને ત્યાંથી જ્યાં ભ્રમણ કરતા થકા વિ સં. ૧૯૧૨ માં પ્રથમવાર હરિદ્વારમા ભરાતા કુંભમેળામાં જઇ ચડી, સુયોગ સાધુઓ, સન્યાસીઓ અને સંતોનો સત્સંગ કરતાં થકા ચંડીના પહાડના જંગલોમાં ફરતા રહી, કુંભમેળાની સમાપ્તિ પછી હૃષીકેશપ્રતિ એક બ્રહ્મચારી-શિષ્યને સાથે લઇ પ્રયાણ કર્યું. ત્યાં ટિહરીના એક પંડિતે સ્વામી અને સાથેના શિષ્યને સત્કારાર્થે નોતર્યા. તેઓ સમયપર ત્યા જઇ પ્હોંચ્યાં અને જુએ છે તો તેમને માટે ખાસ ઉત્તમ પ્રકારનું—

## માંસભોજન

તૈયાર થાય છે. આ જોઇ, કટાળો ખાઇ, મૂઠી વાળી, મુગા મુગા સ્વામી–શિષ્ય ય.પલ્લાયતિ મઝ્ઝવતિ કરી ગયા. સ્વામી–શિષ્યને એટલી બધી તો ઘૃણા ઉપજી હતી કે તે દિવસે કોઇપણ પ્રકારનો આહાર કર્યો નહીં. પણ આવા પાપમય પદાર્થોના દર્શન થવાથી ઘણો પશ્ચાતાપ કર્યો. પંડિત પણ નિમિંત્રિત સંન્યાસી અને બ્રહ્મચારીને વિના ભોજન પાછા ગયલા જોઇ પસ્તાવો થયો અને તેમને ઉતારે જઇ તે લજ્જા પામતો થકો સાથે લઇ ગયલા મેવા ને મિઠાઇ આરોગવા વિનવવા લાગ્યો. તેને થયલો પશ્ચતાપ, અને તેનો આગ્રહ જોઇ મેવા મિઠાઇનો સ્વીકાર કર્યો પણ તેનો ઉપભોગ કરવા ચોખ્ખી ના પાડી. સર્વ પદાર્થો ગરીબોને ખવાડી દીધા. ત્યાં રહી શાક્તોના તત્રશાસ્ત્રનું અવલોકન કરી ત્યાંથી ઉપડી શ્રીનગર જઇ કેદાર ઘાટપર બે માસ પ્રસ્થાન કરી, શિષ્ય–બ્રહ્મચારી અને બીજા બે સાધુઓ સહિત રૂદ્રપ્રયાગ થઇ અગસ્તમુનિની સમાધી પર્યંત પ્હોંચ્યા. ત્યાંથી નિકળી સિદ્ધાશ્રમમાં ચાર માસ રહી, શિષ્ય અને સાધુઓનો સંગ ત્યાગી એકલા પુનઃ કેદારઘાટ આવી ગુપ્તકાશી, ગૌરીકુંડ અને ભીમગોડા થઇ ત્રિયુગિનારાયણમાં જઇ રહ્યા. પણ ત્યા ચિત્ત ન ચોંટવાથી પુનઃ કેદારઘાટ આવી આજુબાજુ જંગલમાં, ઝાડીમાં, પર્વતોની ખોમાં અને શિખરોપર મહાત્મા અને યોગીઓની ખોળમાં ૨૦ દિવસ સુધી લાગટ રઝળી, થાકી, નિરાશ પામી. પાછા કેદારઘાટ આવ્યા. એક દિવસે તંગુનાથના શિખરપર ચઢી ગયા પણ ત્યાંથી પાછાં ફરતાં માર્ગ ચૂકી ઝાડી–જંગલમાં પેસી ગયા! સૂર્યાસ્તનો સમય થવા આવ્યો વસ્ત્રો ફાટી ગયાં. શરીરપર ઉઝરડા પડી તેમાંથી રૂધિરની ધારા વહેવા લાગી. પગમાં કાંટા ભોંકાયાથી લંગડવા લાગ્યા. પેટમાં ભૂખ અને કંઠે શોષ સહન કરતા થકા મહાકષ્ટે મોડી રાત્રે અંધારામાં અકળાતા

કુટાના બેચાર તૂટી ફૂટી જીર્ણ ઝુંપડીઓ આગળ આવી ચડયા. ત્યાં પૂછી ઓખામઠને માર્ગે વળ્યા પણ વળી માર્ગ ચૂકી ગુપ્ત કાશી પહોંચ્યા. જે યોગીઓ અને મહાત્માની શોધમાં આટઆટલી રખડપટ્ટી કરી. પરંતુ તેને બદલે જ્યાં ગયા ત્યાં ધૂર્ત, ઢોંગી, દંભી અને પાખંડીઓ શિવાય કોઇ નજરે ચડયું નહીં. ગુપ્ત કાશીમાં થોડાક દિવસ વિશ્રામ લઇ, ઓખામઠ જઇ ત્યાંના એક મંદિરમાં પડાવ નાખ્યો

## મહંતયોગ.

વિદ્યાની વિપુલતા, વિનયની સંપૂર્ણતા, આચારમાં શુદ્ધતા અને પ્રૌઢતા જોઇ મઠના મહંતને થોડાક દિવસના પરિચયમાં દયાનંદ સ્વામી પ્રતિ એટલો બધો મોહ ઉપજ્યો કે તેણે પોતાની સર્વ સમૃદ્ધિ દયાનંદને દેખાડી, હાલમાં પટ્ટશિષ્ય અને પોતાના મૃત્યુ પશ્ચાત્ મઠના મહંત બનાવવાની લાલચ આપી. પણ સ્વામી એવી લાલચથી લોભાય એવા કયાં હતાં ? મહંતનું વિવેકપૂર્વક શાંત્વન કરી સ્વામી જ્યોતિર્મઠ ગયા ત્યાં મહારાષ્ટ્રીય વિદ્વાન સન્યાસી-યોગીની ગાંઠ પડી. તેમની પાસેથી યોગ સંબંધી કેટલીક નવી વાતો જાણી લીધી અને બદરીકાશ્રમ તરફ પ્રયાણ કર્યું. ત્યાં મંદિરના મંહત જે એક સમર્થ વિદ્વાન્ હતા તેની સાથે વેદ અને દર્શન શાસ્ત્રના વિષયમાં કેટલાક દિવસો સુધી વાર્તાલાપ કરતા થકા પ્રતિદિન આજુબાજુના પહાડોમાં યોગીયોની ખોળ પણ કરતા રહ્યા. એક દિવસે ચાલતાં ચાલતાં અલકનંદા નામે નદી તરફ જઇ પહોંચ્યા અહીં બારે માસ બરફ વરસે છે. આ વખતે પણ તે પડતું હતુંજ તેથી સ્વામીને ઘણી વિટંબના વેઠવી પડી. પાસે પૂરતાં વસ્ત્ર નહીં, નહીં ખાવાનું કે બીજું સાધાન પણ નહીં. ખાવા જોઇએ તો બરફ ! તૃષા લાગે તો બરફ !! બીછાનું બરફનું અને ઓઢવામાં પણ બરફ !! આથી પ્રસંગ એવો દુર્ઘટ દેખાયો કે જાણે મૃત્યુજ બાકી ! જેમ તેમ મહા કષ્ટે, શ્રમે

પણ સજીવ પાછા બદરીનારાયણ આવ્યા. ત્યાંથી નિકળી રામપુરમાં રામગિરિના મકાનમાં વિશ્રામ લઇ, કાશીપુર થઈ દ્રોણસાગર ગયા. અહીં એક દિવસ એવો તરંગ ઉઠયો કે હિમાલયના પહાડોના શિખરપર જઇ—

## દેહત્યાગ

કરવો ! પરંતુ ભારતના સદ્‌ભાગ્યે ફરી વિચાર કરવાથી જણાયું કે એમ કરવામા ખરૂં પુરૂષાર્થ નથી. જેને માટે ઘરબાર છોડયુ, પિતાને રખડાવ્યા, માતાને રડાવી, મહંત થવાનો લાભ ગુમાવ્યો, જે ઇચ્છાથી આટલું બધું કર્યું તે પૂર્ણ થયાની પૂર્વે આત્મઘાતનો વિચાર થવો એજ મહા પાપ છે કેમકે **आत्मानां सततं रक्षेत्**. દ્રોણસાગરથી નિકળી મુરાદાબાદ, સંભલ અને ગઢમુકતેશ્વર થઇ ગંગા કિનારે આવી પ્હોંચ્યા. આ સમયે સ્વામી પાસે હઠપ્રદીપિકા, યોગબીજ, કેસરાનાસંગત અને વૈદ્યકના પુસ્તકો હતાં. એ પુસ્તકોના વિષયવિચારમાં સ્વામીને કેટલીક એવી શંકા હતી કે તે સંબંધે સાક્ષાત્કાર થયા વિના સમાધાન થતું નહી. તેથી પ્રસંગ શોધ્યા કરતા. એવામા એક દિવસે ગંગામા એક મુર્દાને તરતુ વહેતુ દીઠું. તરત સ્વામીએ પાણીમાં પડતું મુકયું અને તેને પકડી તટપર તાણી આણ્યું. તેને ચીરીફાડી પુસ્તકમાં લખેલી વાત સાથે મેળવી જોતાં જણાયુ કે પુસ્તકમાં લખેલી વાત જૂઠી ! સાવ જૂઠી !! કેવળ કલ્પિત !!!

વિ. સં. ૧૯૧૨ ના અંતમાં ફરૂખાબાદ તથા ૧૯૧૩ ના આરંભમા કાનપુર અને અલ્લાહબાદની વચ્ચેના સ્થળોમાં ભ્રમણ કરતા થકા મિર્ઝાપુર થઇ, બનારસ આવી, ત્યાં થોડાક દિવસો રહી, વિંધ્યાચલ જઇ, અશોચમંદિરમાં એક માસ ગુજારી, પુનઃ બનારસ આવી, ગંગા અને બરના નદીના સંગમપરની ગુફા કે જે તે સમયે ભવનંદ સરસ્વતીના અધિકારમાં હતી, ત્યાં રહી ઘણાક વિદ્વાનોનો સમાગમ કર્યો. અહીંથી

ઝુપડી, ચાડાલગઢ પ્હોંચી, દુર્ગાકાળૂના મન્દિરમા પડાવ નાંખ્યો. અહી ભાત ખાવો છોડી દઇ, માત્ર દુધપર રહી રાત્રદીન યોગાભ્યાસમા નિમગ્ન રહેતા.

## ભાંગનો છંદ.

**समान शील व्यसनेषु सख्यं ।** એ ઉક્તિ પ્રમાણે સત્સંગથી ભાગ પીવાનો છંદ લાગ્યો. એનાથી કવચિત કવચિત ઉન્મત્ત બનતા ! એક દિવસે પાસેના ગામે જતા માર્ગમા જુની ઓળખાણના એક સાધુનો ભેટો થયા તેની સાથે યથેચ્છ ભાગ ઢાસી એક શિવાલયમાં જઇ રાત્ર વ્યતીત કરી. નિશામા એક સ્વપ્ન આવ્યુ. "જાણે શિવ અને પાર્વતી આવીને ઉભા છે અને પરસ્પર વાતો કરે છે. તેમા પાર્વતી કહે છે કે આ **દયાનંદ** વિવાહ કરી સંસારમા જોડાય તો ઠીક. પરન્તુ શિવજી તેનો વિરોધ કરતા થકા કહે છે કે એને લાગુ પડેલુ ભાગનુ વ્યસન છુટી જાય તો ઉત્તમ." એટલી વાત પૂરી થઇ અને સ્વામી જાગૃત થયા. આમ તેમ જોવા લાગ્યા તો ન દીઠા શિવને કે ન દીઠી પાર્વતીને ! પણ સ્વપ્નના સ્મરણથી ભાંગને તો તેજ ઘડીએ જલાઞ્જલિ આપી.

## નર્મદાપર્યટન.

વિ. સ. ૧૯૧૪ ના ચૈત્રમાં નર્મદાનો સ્રોત જોવા નિકળ્યા દક્ષિણ તરફ જતા માર્ગમાં ઘણું ઘાડું વન આવ્યુ. કયાંકજ ઝુપડી જણાતી. એકમાંથી દુધ મળ્યું, તે પી, એકાદ કોશ આગળ જતાં બીજું ભયાનક વન આવ્યું. તેમાં ઘણુંખરાં બોરનાજ વૃક્ષો હતા. ઘાસ મથોડાં કરતાં ઉચું હતું. માર્ગ સરખા દેખાતો નહીં. એક કાળો રીંછ, મ્હોંડું ફાડી મનુષ્ય માફક પાછલા પગોએ ચાલતો થકો જાણે સ્વામીને આખો ગળી જવાનો ન હોય તેમ ધસી આવતો જોઇ, સ્વામીએ સ્થિર ઉભા

રવી હાથમાંનો સોટો ઉગામ્યો, કે તે ચીસો પાડતો નાઠો તે સાંભળી ઝુંપડીમાંના મનુષ્યો સોટા ને શિકારી કુતરાઓ સહીત દોડી આવ્યા. આ જંગલ સિંહ, રીંછ, વાઘ, વરૂથીજ વસેલું છે, તેથી પાછા ફરવા માટે સ્વામીને વિનવ્યા પણ કશું ન સાંભળતાં આગળજ વધ્યા. આખો દિવસ ચાલ્યા. સૂર્યાસ્ત થયો. અંધારૂં થયું. ચાલતાં ચાલતાં વળી એક વધારે વિકટ વન આવ્યું. તે બહુ દુર્ગમ હતું. બોરડીઓ અન્યોન્ય ગુંથાઇ જાળ જેવી જણાતી. સ્વામીએ ધુટણીએ પડી સાપ માફક પેટે ચાલી તેમાં પ્રવેશ કર્યો. એથી વસ્ત્ર ચીરાયું. ઘુંટણ, કોણી છોલાયાં. શરીરમાં ઘણી જગાએ ઘસારા પડી લોહી નિકળ્યું. વાદળ ચડી આવ્યું ને અંધારૂં એવું થયું કે પોતાના શરીર શિવાય અન્ય કાંઇ દેખાય નહી, તોય સ્વામી આગળજ વધતા ગયા. થોડેક જતાં પર્વત દેખાયો. શિખરપર વસ્તી હતી. ઝીણા ને ઝાંખા દીવા બળતા હતા. પણ નિવાસીઓમાંના કોઇને શ્રમ ન આપતાં શેષ રાત્રી એક ઝાડપર નિર્ગમન કરી, પ્રાતઃ થતાં નદીમાં સ્નાન કરી સંધ્યોપાસન કરવા આસન જમાવ્યુ. એટલામાં લોકો આવવા લાગ્યા, તેમાંના એક પ્રતિષ્ઠિત જણાતા ગ્રહસ્થે પોતાને સ્થળે પધારી ભોજન લેવા આગ્રહ કર્યો. પણ સ્વામીએ જ્યારે તેનો પણ સ્વિકાર ન કર્યો ત્યારે તેણે દૂધ પ્હોંચતું કર્યું.

આ પ્રમાણે સ્વામી નર્મદાપર્યટનમાં ત્રણ વર્ષ સુધી ભમ્યા. તેમાં ઘણા યાત્રાળુઓથી જાણ્યું કે મથુરામાં એક અદ્વિતીય વિદ્વાન અંધ **વિરજાનંદ સ્વામી** છે. તેની બરાબરીનો તો કાશીમાં પણ કોઇ પંડિત નથી. આવી ખ્યાતિ સાંભળી વિદ્યાનુરાગી **દયાનંદ સ્વામીએ** વિરજાનંદનો અભ્યાસંગ કરવા નિશ્ચય કરી મથુરા તરફ મોર્ચો ફેરવ્યો.

**॥ इति प्रथम खण्डः ॥**

## વિક્રિય પુસ્તકો.

રંગ રસાયન વિદ્યા ( કુદરતી વૈદ્યક ) ૦)=

વૈદિક નિત્ય કર્મ ૦)-

સ્વામી દયાનંદનો કાર્ડ ફોટો ૦)૦॥

કન્યાવિક્રયની ક્રુરતા ૦)≡

યોગ આર્ય ભાષ્ય ૦॥

વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ

ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર કરેલાં પુસ્તકો:—

- સંસાર સુખસાધન ( કિંમત આઠ આના ) અને
- દેશભક્ત દાદાભાઇ નવરોજજી ( કિંમત ચાર આના )

પોસ્ટ ખર્ચ જુદો.

ઠે૦ ઋષિવિદ્યાઆશ્રમ, ગીરગામ પોસ્ટ મુંબઇ.

